॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

श्री आर्य नैतिक नाटक समाज.

# वडील शाही

नाटकनां गायनो तथा टुंकसार

रचावी छपावी प्रसिद्ध करनार:—

मालीक:—नकुभाइ काळुभाई शाह.

लेखक:—

श्री परमानंद मणीशंकर त्रापजकर.

भारतभूवन थीयेटर,—अमदावाद.

आ चोपडी श्री जैन एडवोकेट प्री. प्रेसमां वाडीलाल बापुलाल शाहे छापी ठे. घीकांटा जेशींगभाईनी वाडी—अमदावाद.

संवत १९९५ ई. स. १९३९

पहेली आवृति) सर्व हक्क प्रकाशकने स्वाधीन छे. (प्रत २५००

किंमत चार आना

# —: પાત્ર પરિચય :—

## પુરૂષ પાત્રો.



**સૂર્યકુમાર**—શ્રીમંત છતાં સંયોગોથી ચગદાયેલો એક આદર્શ યુવક.

**શ્રીધર**—સમય પ્રમાણે ચાલ ચાલી સ્વાર્થ સાધનાર એક ખેલાડી.

**રતનલાલ**—વાસનાવૃત્તિને પોષનાર એક વૃદ્ધ શ્રીમંત.

**કૃષ્ણમણી**—એક પ્રતિષ્ઠીત શ્રીમંત ! (વડીલશાહીના હિમાયતી)

**અરવીંદ**—તેનો આદર્શ પુત્ર.

**નિશાનાથ**—એક સિદ્ધાંતવાદી શ્રીમંત.

**મધુકર**—લીલાનો પિત્રાઇ ભાઇ

**સુરેશ**—સૂર્યકુમારનો પુત્ર.

**નવલરામ**—મિસ મધુરીનો પ્રેમી, એક ગ્રેજ્યુએટ.!

**જુગલદાસ**—રસિકાના પ્રેમમાં દિવાનો બનેલો એક કોલેજીયન.

એ સિવાય રાઘવ, સારજન્ટ, એલીક, સીપાઇઓ, પટાવાળો ગૃહસ્થો, ગોર, મહેતાજી, વિગેરે.

## — સ્ત્રી પાત્રો —

**યશવંતી**—સૂર્યકુમારની સંસ્કારી બેન. અરવીંદની પ્રેમમૂર્તી.

**લીલા**—નિશાનાથની સ્વચ્છંદી પુત્રી.

**અરૂણા**—રતનલાલની પુત્રી.

**હિરા શેઠાણી**—જુની રૂઢીના બંધનોને માનનારા નિશાનાથના પત્નિ.

**કૃષ્ણા**—શ્રીધરની અભણ વૈરી.

**મધુરી**—નવલરામનું પ્રેમપાત્ર.

**રસિકા**—જુગલદાસનું પ્રેમપાત્ર.

એ સિવાય સુનંદા, પદમા, સ્ત્રીઓ, સખીઓ, નાચનારીઓ વિગેરે.

**સ્થળ**—રાજનગર !

**સમય**—ચાલુ !

# નિવેદન.

મ્હારી શ્રી આર્ય નૈતિક નાટક સમાજ, ગુર્જર રંગભૂમિ પ્રત્યેની સેવાઓ દીર્ઘકાળથી બજાવતી આવી છે, રંગભૂમિ પ્રત્યેની મ્હારી જવાબદારી ભરી સેવાઓ તરફ; લાગણી ધરાવનાર, સ્નેહીઓ સન્મિત્રો, શુભચિંતકો, દયાળુ પરમાત્માએ મ્હને આપ્યા છે; તેવા શુભચિંતક અને સ્નેહીની આ પ્રસંગે નોંધ લેતાં મ્હને અત્યંત આનંદ થાય છે.

ભાઈશ્રી પરમાનંદ ત્રાપજકર કે જે ગુર્જર પ્રેક્ષક બન્ધુઓના સુપરિચિત લેખક છે, તેમની કલમથી લખાએલ, પ્રસ્તુત સામાજીક નાટ્યકૃતિ મ્હારા પરમસ્નેહી અને શુભચિંતક રા. રા. શ્રીયુત્ લક્ષ્મીદાસ દેવીદાસ પટેલે ( માલીક—વિજયરંગ થીયેટર ભાવનગર ) શ્રી ત્રાપજકર પાસે તૈયાર કરાવી મ્હારા વતીની એક લાગણીભરી ફરજ અદા કરી છે તેમના નિઃસ્વાર્થ સ્નેહની આ એક ચિરંજીવ યાદગીરી છે અને તે બદલ આ સ્થળે તેમનો જેટલો આભાર માનું અથવા તો ધન્યવાદ આપું તેટલો ઓછોજ છે.

"સુખી કે દુઃખી" મ્હારી સમાજના તખ્તા ઉપર ભજવાયા પછી ઘણા લાંબા સમયે પ્રેક્ષક બન્ધુઓની દૃષ્ટિ સમક્ષ શ્રી ત્રાપજકરની આ સામાજીક કૃતિ બહાર આવે છે. એ ઉત્સાહી લેખકને પરમાત્મા તેના શ્રમનો બદલો આપે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. "કર્મ મનુષ્યને હાથ છે, ફળ પરમાત્માને હાથ છે".

તા. ૧૯—૬—૩૯
ભારતભૂવન થીયેટર
ઘીકાંટા
અમદાવાદ.

લી.

**નકુભાઈ કાળુભાઈ શાહ**

માલીકઃ—
શ્રી આર્ય નૈતિક નાટક સમાજ

॥ ॐ तत्सत् परमात्माने नम ॥

# વડીલ શાહી.

## નાટકનો ટુંકસાર



## મંગળા ચરણ

## ઇશ્વર સ્તુતિ—અને—વસ્તુ સૂચન



## અંક પહેલો.



**પ્રવેશ ૧ લો. સુર્યકુમારનું મકાન.**

સુર્યકુમારની બ્હેન યશવંતી સટ્ટામાં ખુવાર થયેલા પોતાના ભાઇની તેમજ કુટુંબની પરિસ્થિતિ પર વિચાર કરી રહી છે. તેનો પ્રેમી અરવિંદ ઇગ્લાંડથી બી. કોમની પરીક્ષામાં પાસ થઇને આવ્યો છે એ ખબર આવવા, યશવંતીનું આ ખબર સાંભળી આનંદિત થવું, ત્યાં શ્રીધર નામના દલાલનું આવવું. યશવંતીને રતનલાલ શેઠ સાથે લગ્ન કરવા સમજાવે છે, યશવંતી એ વાતનો ઇન્કાર કરે છે, સુર્યકુમારનું આવવું, શ્રીધરને ફીટકાર, નિશાળેથી ભૂખ્યા થયેલા પુત્ર સુરેશનું આવવું. શ્રીમંતાઇના શિખરેથી

ગરીબાઈમાં ગબડી પડેલા કુટુંબનો હૃદયભેદક ચિતાર. રતનલાલ શેઠનું બેલીફ સાથે આવવું, પોતાના લેણા નીકળતા ત્રીસ હજાર રૂપીયાના બદલામાં યશવંતીના હાથની માગણી કરવી. સુર્યકુમાર એ વાતનો ઈન્કાર કરે છે. રતનલાલ સુર્યકુમારને જેલમાં મોકલાવે છે.

( ટેબલો )

**પ્રવેશ ૨ જો. શ્રીધરનું મકાન.**

સુધરેલી ઢબના શ્રીધર અને તેની ગામડીયણ પત્નિ કૃષ્ણાનો ગૃહસંસાર, મીસ મધુરી અને તેના કોલેજ મીત્ર નવલરામનું આવવું. બુદ્ધિ પરીક્ષા માટે બન્નેનું શરતમાં ઉતરવું, શરત પુરી ન થાય ત્યાં સુધી નવલરામ સત્ય બોલવાનું કબુલ કરે છે. અને મધુરી જુઠું બોલવાનું કબુલ કરે છે ને બન્નેનું બુદ્ધિ પરીક્ષાનું યુદ્ધ શ્રીધરના ઘરથીજ શરૂ થાય છે, બન્ને શ્રીધરના મહેમાન બને છે. ગામડીયણ પત્નિથી કંટાળેલો શ્રીધર મધુરીને નવલરામની બહેન સમજી તેના પર આશક થાય છે, સાચુ ન બોલી શકવાથી મધુરી મુંઝાય છે ને નવલરામને હર્ષ થાય છે.

**પ્રવેશ ૩ જો. કૃષ્ણમણી શેઠનો મહાલય.**

પોતાનો પુત્ર અરવિંદ બી. કોમની પરીક્ષામાં પાસ થયો હોવાથી કૃષ્ણમણી શેઠે શહેરના ગૃહસ્થોને પાર્ટિ આપેલ છે. નિશાનાથ જે. પી. નું આવવું, પોતાની પુત્રી લીલા સાથે અરવિંદનું વેવીશાળ કરવાની કૃષ્ણમણી શેઠ

પાસે માગણી કરે છે, કૃષ્ણમણી કબુલ થાય છે, વેવીશાળ નકકી થયું. યશવંતીનેજ ચાહનાર અરવિંદનો વિરોધ ! કૃષ્ણમણીનો ક્રોધ ! બીજી તરફથી યશવંતીનું આવવું, અરવિંદની લાચાર હાલત. અરવિંદનું વેવીશાળ થયું સાંભળી યશવંતીને થતો આઘાત, પોતાનું લુટાતું ધન પાછું આપવા કૃષ્ણમણીને વિનંતિ. તેના જવાબમાં કૃષ્ણમણી શેઠ યશવંતીને ધકકો મારી પોતાના મકાનની બહાર કાઢે છે.

( ટેબ્લો )

## પ્રવેશ ૪ થો. નિશાનાથ જે. પી નો બગીચો.

નિશાનાથ જે. પી. ની પુત્રી. લીલાનું વેવીશાળ અરવિંદ સાથે થયું તેની ખુશાલીમાં સખી વૃંદ લીલાને મુબારકબાદી આપી જાય છે, લીલા પોતાના ભુતકાળના અપવિત્ર જીવન પર વિચાર કરે છે. નિશાનાથની પત્નિ હીરા શેઠાણી અને દલાલ શ્રીધરનું આવવું. પોતે કરેલી મહેનતના બદલામાં શ્રીધર શેઠાણી પાસેથી હીરાનો હાર પડાવે છે, નિશાનાથનું આવવું હીરા શેઠાણી લીલાના લગ્ન જલદી પતાવી નાખવા નિશાનાથને સમજાવે છે. સર્વનું જવું, લીલાની હૃદયવેદના.

## પ્રવેશ ૫ મો. કૃષ્ણમણી શેઠનું દિવાનખાનું

લગ્નગ્રંથીથી જોડાઇ ગયેલાં અરવિંદ અને લીલા પ્રથમ મીલનેજ લીલા અરવિંદ આગળ પોતાનું પાપ પ્રગટ કરે

છે યશવંતીના પ્રેમનો વિશ્વાસઘાત કરનાર અરવિંદ આ હકીકત સાંભળી આઘાત અનુભવે છે. લીલાને તેના ચાહનાર સુનક સાથે લગ્ન કરવા સમજાવે છે. પરંતુ લીલાને અવળે માર્ગે દોરવનાર તેનો પીત્રાઈ ભાઇ મધુકરજ છે. એ જાણી અરવિંદ વધુ મુંઝાય છે. અરવિંદના સંસારની અને હૃદયની વીચીત્ર હાલત. વડીલોયે કરેલા લગ્ન પર કરૂણ દ્રષ્ટિપાત.

**પ્રવેશ ૬ ઠ્ઠો. શ્રીધરનું મકાન.**

મધુરી પાછળ દિવાના બનેલ શ્રીધરની વધતી જતી વાયડાઈ, જુઠું બોલવા બંધાયેલ મધુરી વધુ ફસાતી જાય છે ને સત્ય બોલવા બંધાયેલ નવલરામ પોતાનો માર્ગ વધુ સરળ કરતો જાય છે. આ બધું ધાંધલ જોઈ શ્રીધરની પત્નિ કૃષ્ણાને થતો બળાપો. જુગલદાસ નામના યુવકને ચાહતી શ્રીધરની બહેન રસીકા અને નવલરામનો મેળાપ, મધુરીનું ચીડાવું.

**પ્રવેશ ૭ મો. શેઠ રતનલાલનો મહાલય.**

પાંચ પાંચ વાર પરણી ચુકેલા છતાં સુરા ને સુંદરીનો સમાગમ સેવી રહેલા શેઠ રતનલાલ, અભ્યાસ પુરો કરીને ઘેર આવેલી તેની પુત્રી અરૂણાનું આવવું ! પિતાને પુત્રીનો સદોપદેશ, ત્યાં અરવિંદના પ્રેમમાં નિરાશ થયેલી યશવંતીનું આવવું, પોતાના ભાઇને જેલમાંથી છોડાવવા માટે યશવંતી રતનલાલને પરણવા તૈયાર થાય છે. રતનલાલનો હર્ષ, સુર્યકુમારની મુક્ત, રતનલાલ અને યશવંતીનો હસ્તમેળાપ. સુર્યકુમારનું આવવું ! યશવંતીના વૃદ્ધ સાથે થયેલાં લગ્ન

જોઇ ઉશ્કેરાવું. પોતાની નિર્દોષ બહેનનું બળીદાન લેનાર રતનલાલ જેવા સમાજદ્રોહીઓ પર સુર્યકુમાર વેર લેવાનો નિશ્ચય જાહેર કરે છે, ગભરાયેલો રતનલાલ પોલીસની મદદ માગે છે. ત્યાં અરૂણા આવી સુર્યકુમારનો બચાવ કરે છે, સુર્યકુમાર અને અરૂણાનું પ્રથમ દ્રષ્ટિમીલન.

( ટેબલો )

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો. નિશાનાથ જે. પી. નો બંગલો.

પુત્રીના લગ્ન થઈ ગયા બાદ! પોતાના સગાવ્હાલાઓને નિશાનાથે આપેલી પાર્ટિ, ત્યાં અરવિંદનું લીલા સાથે આવવું. નિશાનાથને સત્ય હકીકત જાહેર કરવી, હીરા શેઠાણીએ અત્યાર સુધી છુપાવેલો લીલાનો ભૂતકાળ જાણી નિશાનાથને થતો આઘાત; પોતાની પુત્રીનું જીવન બગાડનાર મધુકરને ઘરમાંથી હાંકી કાઢવો. સમાજના બંધનોથી બંધાયેલો નિશાનાથ પોતાની પુત્રીનો પણ તીરસ્કાર કરે છે. પતીત થયેલી લીલાનો બહેન તરીકે સ્વીકાર કરી તેને સંઘરવા અરવિંદ તૈયાર થાય છે, હૃદય પર થયેલા આઘાતથી થતું નિશાનાથનું મૃત્યુ.

## પ્રવેશ ૨ જો. રસ્તો.

કોલેજ લાઇફમાં રસીકાના પ્રેમમાં દિવાના બનેલા જુગલદાસ નામના કોલેજીયનનું નીકળવું, નવલરામ અને સુંદરીનો જુગલદાસને મેળાપ થાય છે. એ બન્ને મારફત

તેને થતો રસીકાનો મેળાપ. મધુરી અને નવલરામ બન્ને પ્રેમીઓને સ્હાય કરવા તૈયાર થાય છે. નવલરામ જુગલદાસને પોતાના ભાઇ તરીકે ઓળખાવી શ્રીધરના ઘરમાં પ્રવેશ કરાવે છે.

**પ્રવેશ ૩ જો. રતનલાલ શેઠનો મહાલય.**

વૃદ્ધ રતનલાલને લગ્ન પછી સતાવી રહેલી યશવંતીને મળવા અરવિંદનું આવવું, યશવંતીના વચન પ્રહાર સાંભળી અરવિંદ પોતે કરેલી ભુલની સજા ભોગવવા તૈયાર થાય છે, ત્યાં રતનલાલનું આવવું બન્નેને એકલા જોઈ વ્હેમાવું. યશવંતી રતનલાલને વધુ હેરાન કરે છે ને યુક્તિથી રતનલાલનાં સ્વમુખે જ પોતાના પવિત્ર રહેલા જીવનની કથા અરવિંદને સંભળાવે છે. યશવંતી અરવિંદને પોતે કરેલા લગ્નનો અર્થ સમજાવી વિદાય કરે છે. આ ઉદ્ધતાઇથી ચીડાયેલો રતનલાલ યશવંતીને ચાબુક મારવા જાય છે ત્યાં સમાજ સામે બહાવટીયો બનેલો સુર્યકુમાર આવી તેને તેમ કરતાં અટકાવે છે.

( ટેબલો )

**પ્રવેશ ૪ થો જાહેર બગીચો.**

સમાજના શ્રીમંતોને લુટી રહેલો લુટારો સુર્યકુમાર કૃષ્ણમણી શેઠના રૂપીયા દસ હજાર લુટી ગયો છે તેની શોધમાં કૃષ્ણમણીનું આવવું, વેશ બદલી સુર્યકુમાર કૃષ્ણમણીને કેદ કરે છે ને પોતાના છુપા રહેઠાણ પર મોકલી આપે છે. રતનલાલ શેઠને ત્યાં નોકર રહેલો મધુકર તેની જ

પાંચમી વારની પત્નિને લઇને ભાગી નીકળ્યો છે તે આ રસ્તે થઇને નીકળે છે, સુર્યકુમાર બન્નેને કબજામાં લે છે. પિતાનો પત્તો મેળવવા પોલીસ પાર્ટિ સાથે અરવિંદનું આવવું, બીજી તરફથી અરૂણા અને રતનલાલનું આવવું. અનેક ફરીયાદોની નોંધ લઇ પોલીસ ઓફીસર અને અરવિંદ પોલીસ પાર્ટિ સાથે લુટારાની પાછળ રવાના થાય છે. બીજી બાજુ સુર્યકુમાર તરફ આકર્ષાયેલી અરૂણા પિતાનો આશ્રય તજી જાય છે.

## પ્રવેશ ૫ મો. શ્રીધરનું મકાન.

નવલરામના ભાઈ તરીકે શ્રીધરના મકાનમાં ઘુસેલો જુગલદાસ, રસિકાને ભગાડી લઈ જાય છે. નવલરામ અને મધુરી પણ ચોરી કરી પલાયન થાય છે. શ્રીધર તેમની પાછળ પડે છે.

## પ્રવેશ ૬ ઠ્ઠો. રતનલાલનો મહાલય.

લગ્ન પછી ચાર મહીના વીતી ગયા છતાં યશવંતીના હૃદયને કે શરીરને સ્પર્શી ન શકેલો રતનલાલ યશવંતીને આજે પરાણે પોતાની બનાવવા તૈયાર થાય છે, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી પોતે કરેલા નિશ્ચય મુજબ યશવંતી રતનલાલનો હૃદય પલટો કરાવવા તૈયાર થાય છે, યશવંતીની વિનંતી અને સમજાવટ સામે રતનલાલ તેના પર બળાત્કાર કરવા ધસે છે. એક પુત્રી પિતાને જે પ્રેમથી ભેટે તે પ્રેમથી

ભેટવા યશવંતી પણ આગળ વધે છે. **પણ સત્ય સામે અસત્યની હાર થાય છે, પુન્યના પ્રકાશમાં પાપ સળગી જાય છે.** અડગ શ્રદ્ધાએ ઉભી રહેલી યશવંતીનો સ્પર્શ થતાંજ રતનલાલનો હ્રદય પલટો થાય છે. તેને પુત્રી તરીકે સ્વીકાર કરી તેના ચરણમાં ઝુકી પડે છે. તેજ વખતે બહેનની રક્ષા માટે આવેલો સમાજ શત્રુ સુર્યકુમાર દાખલ થાય છે. તેનું પગલે પગલું સુંઘી રહેલી પોલીસ પણ તેની પાછળ જ આવે છે. સાચા રાહ પર આવેલો રતનલાલ સુર્યકુમારને બચાવી મૃત્યુને આધીન થાય છે; સુર્યકુમારનું અદ્રષ્ય થવું.

**( ટેબલો )**

# અંક ત્રીજો.

## પ્રવેશ ૧ લો. પતિત આશ્રમ.

પિતાનો આશ્રય તજી ગયેલી, અરૂણાએ ખોલેલા "પતિત આશ્રમ" માં, અરવીંદ, પતિત લીલાને મુકી જાય છે. અકસ્માત યશવન્તી અને અરવીંદનો મેળાપ ! બન્નેનો પ્રેમ વિનોદ.

## પ્રવેશ ૨ જો. સુર્યકુમારનું ભેદી મકાન.

રતનલાલનો ત્યાંથી પાછો ફરેલો સૂર્યકુમાર, કેદ કરેલા કૃષ્ણમણીને મૂકિત આપે છે પોતે ચલાવેલી "વડીલ શાહી" ના પરીણામ જોઈ કૃષ્ણમણી શેઠનો થતો પશ્ચાતાપ. મધુકરનો

મૃત્યુદંડ. લુંટેલી મીલ્કત પોતાના સાથીદારોને સોંપી સૂર્યકુમાર સામે પગલે પોલીસને તાબે થવા થવા જાય છે. ત્યાં અરૂણા, યશવન્તી; અને અરવીંદ આવી તેને તેમ ન કરવા સમજાવે છે. યશવન્તી, સૂર્યકુમારને વચનથી બાંધી તેને અરૂણાનો બનાવે છે. અને બન્નોને દુર દુર ન્હાસી જવા સમજાવે છે. કૃષ્ણમણીના હાથે અરવીંદ તેમજ યશવન્તીનો હસ્ત મેળાપ. અને યશવન્તીના હાથે અરૂણા તેમજ સૂર્યકુમારનો હસ્ત મેળાપ. પોલીસ પાર્ટીનું આવી પહોંચવું. સર્વને રવાના કરી સૂર્યકુમાર પોતાના લેદી મકાનને સળગાવી મુકે છે અને યુકિતથી અરૂણા સાથે સહિસલામત છટકી જાય છે. સળગી ગયેલા મકાન સાથે સૂર્યકુમાર જીવતા બળી મુઆ એમ પોલીસ માને છે.

**ટેબ્લો.**

**પ્રવેશ ૩ જો. પ્રહસનની પુર્ણાહુતિ.**

**પ્રવેશ ૪ થો ? ? ? ? ?**

**શાન્તિઃ** **શાન્તિઃ** **શાન્તિઃ**

## સમાપ્ત.

# વડીલ શાહી

## નાટકનાં ગાયનો

### મંગળાચરણ.

સુત્રધાર –

વંદુ પદ પ્રણવાકાર દયા સિન્ધુ દિનદયાળ
તરણી તારો વિશ્વપાલ સુખકર સ્મરણતવ,
દુઃખ હરણ તારક કૃપાલં.
તું ગણનાથ કરે શુભ પ્રથમનામ સુખધામ
કષ્ટ કાપે તું તમામ ગર્વગંજન દુઃખભંજન,
ભવસિન્ધુ તારનાર........વંદુ

બાળાઓ— ૧

વડીલ શાહીનાં કડવાં બંધન આજ ન ચાહે કોઈ,
કનક પાત્રમાં વિખડાં પીરસો આજ ન ચાહે કોઈ.
ચાહે છે દુઃખનો નાશ યુવકને મન સુખની અભિલાષ
જુનામાં શો વિશ્વાસ રચાતા સંસ્કૃતિના ઇતિહાસ

બાપ તણે કુવે બુડવાનું આજ ન ચાહે કોઈ.
બાંધ્યા નહિં બંધાય, એ જુના સુત્રો સડતાં જાય.
દેશ કાળ બદલાય, સમાજે નવલા સરજન થાય.
સોમણ તેલે આ અંધારાં. આજ ન ચાહે કોઈ.

યશવંતી— ૨

લક્ષ્મી કોની કાયમ રહી છે પળમાં આવીને વહી ગઈ છે,
સાગરમાં એ જન્મી તેથી ખારાશ બધે પ્રસરી રહી છે.
માનવએનો કાં મોહ ધરે જાશે ત્યારે નહી ખબર પડે,
મહેલોમાં વસનારા જનને જીવનભર આંસુ દઈ ગઈ છે.
વિષ્ણુ ચરણે સ્થીર ના બેસે તો જન પાસે કયાંથી રહેશે,
કોઈની થઈ ના કે થાવાની અનુભવ સહુને આપી રહી છે.
લક્ષ્મી કોની...........

કૃષ્ણા— ૩

અમે હૈયાની વાત કોને કહીએ મુઝાઈને રહીએ,
કહીએ તો કોને કહીએ.
એક જીવનમાં લાખ દર્દ હૈયે મુંઝાઈને રહીએ,
કહીએ તો કોને કહીએ.
પહેલાં કહેતા કે તું આંખોનું નુર છે,
પ્રીતમનું દિલ હવે મારાથી દુર છે.
ઘરને છોડીને કયાં જઈએ મુંઝાઈને રહીએ
કહીએ તો કોને કહીએ.......અમે

શ્રીધર— ૪

પૂછીજો જગતના જરદારોને પૈસા કેમ કમાયા.
શેર અને સટ્ટાઓ ખેલી વ્યાજ વટાવ વટાવ્યા,
પોતાને હસવાને માટે, હસતાં કૈંક રડાવ્યાં—પૂછીજો
ભાગ્ય રૂપી વર્ષા વરસી ત્યાં ક્ષણભર સૌ છલકાયાં,
નદી અને ન્હાળાંઓ આખર સાગરમાં સોષાયાં,
મોટાઓ જીવે ન્હાનાથી રચી પ્રભુએ માયા—પૂછીજો

લીલા સખીઓ— ૫

પ્રેમી જનની છાની વાતો પ્રેમી જાણે કોઈ શું જાણે,
તરસ્યા પ્રેમીની પ્રેમ કથા ચાતક જાણે કોઈ શું જાણે.
ચિત્તવી ચિત્તચોર સદાય હસે પણ ચંદ્ર ગગનમાં દૂર વસે,
એ પ્રેમી ચકોર તણા ભાવો કોઈ શું જાણે.......પ્રેમી
અધરે અધરે ડંખી જાતો એ મધુકર કમળે બંધાતો,
ભોળા મનડાની પ્રેમવ્યથા નવ તું જાણે નવ તું જાણે
ઘાયલ જાણે....પ્રેમી જનની છાની વાતો

સખી— ૬

ભણ્યા પુસ્તક પણ ભેદ ના ભણાય પ્રેમ જ્ઞાન કેવાં હશે?
થતી તૃપ્તિ કે તરસના છીપાય પ્રેમ પાન કેવાં હશે?
ગાજે છે મેહુલો ને નાચે છે મોરલો

ઢળી ઢેલડી ત્યાં લળી લળી જાય પ્રેમ તાન કેવાં હશે?
પારાધી આવીને બીનને બજાવે
ભોળી હરણી ત્યાં બાણથી વિંધાય. પ્રેમ ધ્યાન કેવાં હશે?

**લીલા—** ૭

અમૃતને આરે ઉભીને વિખડાં મ્હેતો પીધાં
મ્હેં તો મારા સુખને કાજે દુઃખડાં પરને દીધાં
પ્રેમ પંથની અણજાણી હું મોહ મારગડે ભૂલી.
ત્યાંથી કંટક લઇને આવી ફુલડાં ફેંકી દીધાં....અમૃત
રાત અંધારી હુંય દિવાની એમાં અંધ યુવાની
જીવન પંથે બળતાં, મ્હેંતો પરને બાળી દીધાં....અમૃત

**રસિકા નવલરામ—** ૮

માન ભર્યા મહેમાન કહોને મનડું કયાં જઈ ઠરશે
તમને કેવી પત્નિ ગમશે
ધોળી બગલી કે ગુણવાળી કાળી કોયલ ગમશે
તમને કેવી પત્નિ ગમશે.
રૂપ શોધતાં ગુણ ન મળશે ગુણ શોધતાં રૂપ ન મળશે
વધુ ભણેલી તમને છોડી પુસ્તક લઇને ભમશે
તમને કેવી પત્નિ ગમશે

સંસ્કારીને કૈં સુધરેલી હોય આંખડી અમી ભરેલી
પ્રેમ પૂજારી બની અમારી પાછળ ઘેલી ફરશે
અમને એવી પત્નિ ગમશે

નૃતિકાઓ— ૯

પર ઘરમાં ફરતો ફરે નટ ખટ નંદ કિશોર
મન મટકીને લઈ જતો મહી માખણનો ચોર
સખી જો મટકી ચોરી જાય માખણ ચોર કનૈયો
મહીડા છાનાં ચોરી ખાય માખણ ચોર કનૈયો.
વૃંદાવન વાટે ઘાટે ફરતી કાનુડા માટે
બાંધુ પણ છળથી છટકી જાય માખણ ચોર કનૈયો
માનુ છું પાડ તમારો યશોદાજી એને વારો
નગણો છે નંદ દુલારો કાળો પણ કામણગારો
કેવાં એ દુખડાં દેતો જાય માખણ ચોર કનૈયો....સખી

અરૂણા— ૧૦

પ્રભુને પૂજનારાઓ પ્રભૂતા પેખશો ક્યારે?
ગરીબમાં હું વસેલો છું મ્હને ત્યાં દેખશો ક્યારે?
મ્હને પુષ્પો ચડાવો છો મુગટ વાઘા ધરાવો છો
ગરીબમાં હુંજ છું, મ્હારા શરીરને ઢાંકશો ક્યારે?

ઉભી મારી પ્રતીમા ત્યાં મીઠા પકવાન લાવો છો
ગરીબમાં હું ભુખે વલખુ મ્હને ખવડાવશો ક્યારે?
પતિતને હું કરૂં પાવન પછી અભડાવશો શાના
સહુ–જનમાં **હરીજન** હું, મને અપનાવશો ક્યારે?

## અંક બીજો

**વારાંગનાઓ—** ૧૧

બાંકે બલમાસેં નેહ આજ લર ગઇરે
કારી દિલમેં કટારી ઉતર ગઇરે
પ્રેમ કટારી લાગી કરજવા
અરરર પ્રીતમકી પ્રીતિસેં મર ગઇરે

**જુગલદાસ—** ૧૨

ભૂલવા મ્હને કહો છો, સ્મરણો ભુલાય ક્યાંથી?
કોઇ પ્રેમી જનને પુછો, પ્રેમી ભુલાય ક્યાંથી?
સુણી મધુર બંસી, ઘેલી બનીને આવે.
એ કૃષ્ણના રહ્દયથી, રાધા ભૂલાય ક્યાંથી? ભુલવા
મજનુની આંખડીમાં, કીકી બનીને બેઠી
દિલથી કે દ્રષ્ટીએથી લયલા ભુલાય ક્યાંથી? ભુલવા

જુગલદાસ, રસિકા— ૧૩

મ્હને કહેશો બાંધ્યા પછી ન તુટે એ પ્રેમ તાર કેવા હશે ?
કોઈ છોડે તો છોડતાં ન છુટે એ પ્રેમતાર કેવા હશે ? મ્હને
ભાવના ભરેલા એ ભાવોને જાણે
ઘાયલ જે હોય એજ ઘાવો પિછાણે
પ્રેમ મોતી એ ફોડતાં ન ફુટે એ પ્રેમતાર કેવા હશે ? મ્હને
હૈયાં વિંધાયા છે પ્રેમતણા બાણે
કાંતો હું જાણું ને કાંતો તું જાણે
પ્રેમ અમૃત પાતાં પીતાં ન ખુટે એ પ્રેમ તાર કેવા હશે ? મ્હને

યશવંતી— ૧૪

જગતમાં જીવનારાઓ, સહન કરતાં શીખી લેજો
હસીને ભાર સંકટનો વહન કરતાં શીખી લેજો
જીરવજો ઝેર દુનીયાનાં, બીજાને આપજો અમૃત
કદિ કોઈ શીશ કાપે તો નમન કરતાં શીખી લેજો
નથી સુખમાં કદિ તૃપ્તિ, નથી દુઃખમાં કદિ શાન્તિ
અહીં સુખ દુઃખમાં સરખુ જીવન જીવતાં શીખી લેજો.

યશવંતી—                    ૧૫

સારસને પાંખો છતાં ઉડી અલગ નવ થાય.
વસમાં બંધન પ્રેમનાં ટાંળ્યાં કેમ ટળાય.
સમજે મનમાં સહુ સંસાર પ્રીતિ બંધન છે વસમા
કાચા ગુંથ્યા એના તાર તોયે બંધન છે વસમા
બળવામાં શું મજા પરવાના જાણતા
જ્યોતે બનતા એકાકાર, પ્રીતિબંધન છે વસમા
સ્નેહ તાર બાંધ્યા સંસારે એ બંધન ભવ પાર ઉતારે
આધીન સરજનહાર પ્રીતિ બંધન છે વસમા

રસિકા, જુગલદાસ—                    ૧૬

બન્ને પ્રેમ તણાં પંખીડા પાંખો ફફડાવી ઉડ્યાં
કહેશે હૈયાં પ્રેમે જુડ્યાં..........ઉડ્યાં ઉડ્યાં
એનાં નયને ભાવો જાગ્યાં, એના દિલમાં પંજર વાગ્યા
આખર સ્નેહીજનને ત્યાગ્યાં.......ઉડ્યાં ઉડ્યાં
કહેશો મને એ પ્રેમમાં પુષ્પો હશે કંટક હશે,
અશ્રુ હશે, મસ્તી હશે, જીવન હશે, મૃત્યુ હશે.

ઘાવો નથી લાગેલ એ, ના દર્દને જાણી શકે
પ્રેમમાં શું શું હશે, એ પ્રેમીઓ જાણી શકે
છાનાં છાનાં જાદુ જોયાં, ત્યારે મનના કાબુ ખોયા
પ્રીતિ મારગડામાં મોહ્યાં..........ઉડ્યાં ઉડ્યાં

# અંક ત્રીજો

સમાજ સેવિકાઓ— ૧૭

આત્મ ભોગે અવનીમાં સુત્ર સ્થાપો સેવા સમાનતાનાં
સ્વાર્થ ત્યાગે જીવનનાં મુલ્ય માપો સેવા સમાનતાનાં
સુણ્યા નથી સુણાતા આ ગરીબતા વિલાપો;
ભૂખે ઉઠે છે ભટકા તો કષ્ટ કંઇક કાપો....આત્મ,
આ વિશ્વમાં છે વ્યાપી હિંસા ને પ્રતિ હિંસા,
હણનારથી હણાજો પણ પાળજો અહિંસા
આદર્શ મંત્ર આપો સેવા સમાનતાનાં.......આત્મ,

યશવંતી, અરવિંદ— ૧૮

હું રામ બનું તારો કે કૃષ્ણ બની જાઉં,
કરમાં કમાન ધારું કે બંસરી બજાવું.......હું રામ

( મ્હારે એક વાંધો છે.......શું )

જો રામ બનો છો તો વનવાસ પડે જાવું,
મ્હારા બનો કનૈયા રાધા બની રીઝાવું.......હું રામ

( કૃષ્ણ બનુ એ તારા લાભની વાત નથી, કારણ કે )

જો કૃષ્ણ બનું છું તો મ્હારે હજાર ગોપી,
તો રામ બનું તારો હું પત્નિ વ્રત દીપાવું.......હું રામ

( ના ના તમે તો કનૈયાજ બનો )

( કૃષ્ણ થઈશ તો પણ વિયોગતો વેઠવો પડશે, ક્યારે )
હું ધર્મ યુદ્ધ ક્ષેત્ર થઈ સારથી સીધાવું.

( જાવ જાવ.......કેમ ! )

તે દિન કૃષ્ણ જીએ ગીતા બનીને આવું.......હું રામ

## ૧૯

**નવલરામ, મધુરી, શ્રીધર, કૃષ્ણા, જુગલ, રસિકાઃ—**

સાચાને આંચ ન આવે, સંદેશ અમારો કહેજો,
જુઠા ના જગમાં ફાવે, સંદેશ અમારો કહેજો.

(સરસ ના કેમ કહેવાય)

સાચું તે તો સોનું છે, ને કથીર જુઠાણું હોય,
સોનાને સૌ સંઘરશે, પણ કથીર ન ચાહે કોઈ
શંકા આવે શબ્દોમાં તો, અનુભવ કરીને જો જો....સાચાને
સાચાને ભગવાન ઉગારે, ડુબતી નૌકા પળમાં તારે,
સત્ય રચ્યું છે સરજનહારે, હસી હસી પહોંચાય કિનારે;
શાણા સમજી લેજો.......સાચાને

# દિલપસંદ ટોપીઓ ખરીદો

મુંબઈ અને અમદાવાદના ગ્રાહકો
અમારી **ટોપીઓની** પ્રશંસા કરે છે.

 **શુભ તહેવારોમાં !!!** 

સદગૃહસ્થો અમને **પ્રેમથી** યાદ કરે છે
!!! તમો અમને ભુલશો નહિ !!!

અમારે ત્યાં હાઇ ક્લાસ બનાતની ફોલ્ડીંગ કેપ, ફેન્સી
રૂમાલ, કલકત્તાની બનાવટના ગંજીફરાક તથા
હોઝીઅરી માલ કીફાયત ભાવે મળશે.
ટોપીઓ ખરીદવા અમારૂં સરનામું
જરૂર યાદ રાખો.

ગ્રાહકોના સંતોષ માટે અમારી દુકાન પ્રખ્યાત છે

# ગુલાબદાસ એન્ડ કું.

કાલબાદેવી, મુંબઈ. | રતનપોળ, અમદાવાદ.

# આજે..........

..........................પળે પળે, દિવસ બદલાય છે.
...............દિવસે દિવસે, વરસ બદલાય છે.
. અને વરસે વરસે, યુગ બદલાય છે.

# એવા..........

આ જમાનામાં, જુનવાણી વિચારોને દૂર કરી, સમાજની નવરચનાને, માર્ગ આપવો, અગર મદદ કરવી, એ દરેક મનુષ્યની મુખ્ય ફરજ છે.

[illegible] શ્રી કેસરીઆજી પ્રેસ-ઘીકાંટારોડ-અમદાવાદમાં છાપ્યું.